# વૈદિક સંસ્કાર ગીતાવલિ.

## પ્રથમ ભાગ.

( જનોઇમાં ગાવાનાં ગીતો ).

રચનાર
વિદ્યાર્થી હરિશંકર વિ. ઓઘડભાઇ શર્મા.

પ્રકાશક
ગણુપતિ કેશવલાલ શર્મા,
પાટડી (ગુજરાત).

મૂલ્ય એક આનો.

ॐ

# વૈદિક સંસ્કારગીતાવલિ.

## પ્રથમ ભાગ.

(જનોઇમાં ગાવાનાં ગીતો).

રચનાર

વિદ્યાર્થી હરિશંકર વિ. ઓઘડભાઇ શર્મા.

પ્રકાશક

ગણપતિ કેશવલાલ શર્મા.

પાટડી (ગુજરાત).

સંવત ૧૯૬૮ પ્રથમાવૃત્તિ. સને ૧૯૧૨

અમદાવાદ.

પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્ક્સમાં

ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપી.

મૂલ્ય એક આનો.

# પ્રાસંગિક પ્રવચન.

ફુંક મારવાથી પણ ઉડી જાય એવાં આ નાનકડાં પુસ્તકની પ્રસ્તાવના લખવા જઇએ તો તેના જેવડું બીજું પુસ્તક બની જાય; પરંતુ અનેક સંજોગોને લઇને અત્રે અવકાશ નહિ હોવાથી તત્ સંબંધી મારા વિચારો ટુંકામાં જ જાહેર કરૂં છું.

આપણી ગુજરાતી સ્ત્રીઓમાં સીમન્ત, જનોઇ, લગ્ન વગેરે પ્રસંગોમાં જે ગીતો—ફટાણાં ગવાય છે તે એટલાં તો અપૂર્ણ, અશુદ્ધ અને અશાસ્ત્રીય છે કે તેનાથી તે તે વિષયોને જરા પણ સંતોષકારક પુષ્ટિ મળવાને બદલે તોછડાઇ—અસભ્યતા અને નિર્લજતા જેવા દોષો તેઓમાં શાન્તિથી દાખલ થઇ જાય. લગ્ન અને એવા બીજા સમયે ગીતો ગાવાનો રિવાજ હમણાં ઘણો સાધારણ જોવામાં આવે છે તે એટલે સુધી કે ઘણો થોડો કેળવાયલો વર્ગ બાદ કરતાં બાકીની ૧૦૦ એ ૧૦૦ ટકા સ્ત્રીઓ એવી છે કે તેઓ જે સ્ત્રીને સારી રીતે રાજીઆ લેતાં તથા ગીતો ગાતાં આવડતું હોય તેને ઘણી ચતુરા અને ન આવડતું હોય તેને માલ વિનાની—મુર્ખા માને છે. આવી અશિક્ષિતા ગીતોજ જેનું જ્ઞાન મેળવવાનું સાધન છે તેવી સ્ત્રીઓને તે ફટાણાં માઠી અસર કર્યા વિના રહેતાં જ નથી.

આમ જાણી કેટલાંક જુનાં સુધરી શકે તે સુધારવાની તેમજ લગ્ન વગેરે પ્રસંગોમાં અનુકૂળ થઇ પડે તેવાં—વિષય બોધક નવાં ગીતો રચવાની મને ઇચ્છા થઇ આવી, અને તેવામાં ધોરાજી નિવાસી (જંગબારવાળા) શ્રીયુત ભાણજીભાઈ ડાહ્યાભાઇએ પણ આવાં ગીતો રચવાની મને સૂચના કરી; જેથી મેં હમણાં તરતને માટે તો મારી

વિદ્યાર્થી અવસ્થા હોઇ સમય બહુ ઓછો મળવાથી લગ્ન વગેરેમાં ગાવાનાં ગીતોને મુલત્વી રાખી પોતાના પુત્રને પારણામાંથી જ વહુ-વાળો કરવાની ઉત્કંઠાવાળી–વહુઘેલી મારી ભોળી બેનોને બ્રહ્મચર્ય જેવા દેશના આધારભૂત વિષયનું કાંઇક જ્ઞાન થાય તે માટે ઉપનયન અને વેદારંભ નામના બ્રહ્મચર્યોત્તેજક સંસ્કારો (જનોઇ) માં ગાવા-નાં જ ગીતો (જેને જોડકણાં કહીએ તોપણ ચાલે) રચી, કેટલાંક જુનાં ગીતોમાં ઘટતો ફેરફાર કરી તેની સાથે આ ચોપડીમાં છાપ્યાં છે.

અત્રે એક વાત એ પણ જણાવવાની આવશ્યકતા લાગે છે કે "સુન્દરી સુબોધ" માસિકપત્ર તથા તેના જેવું સ્ત્રીસુધારક અન્ય ઉ-ત્તમ સાહિત્ય હમણાં ઉપસ્થિત હોવા છતાં આવાં જ ગીતો રચવાનું એ માટે યોગ્ય લાગ્યું છે કે ઘણું થોડું ભણેલી એટલે સુન્દરી સુબો-ધાદિ સાહિત્ય ન વાંચી શકે તેવી–આગળ જણાવ્યા પ્રમાણે ગી-તોજ માત્ર જેનું જ્ઞાન મેળવવાનું સાધન છે તેવી–જમાનાની પાછળ પડી ગયેલા જેવી સ્ત્રીઓનો વર્ગ આપણામાં ઘણો મોટો જોવામાં આવે છે. તે પોતાના જુના સાથે રહી તેમને પોતાને પણ ખબર ન પડે તેવી રીતે સ્હેલથી નવામાં પ્રવેશ કરી શકે. જો કે આમ કરી શકે તેટલું સામર્થ્ય તેમાં છે જ એમ કહેવાનો મને અતિશય આ-ગ્રહ નથી; તોપણ વિશ્વાસ છે કે મારાં આ ગીત–જોડકણાં કાંઇ નહિ તો તેવી સ્ત્રીઓને અસભ્ય ગીત–ફટાણાંથી સંબંધ ઓછો કરાવી થોડો ઘણો પણ જરૂર લાભ પહોંચાડશે.

આ ચોપડીમાં જનોઇ વેળા પ્રથમ મંડપરચના કરવામાં આવે ત્યારથી તે જનોઇ પહેરનાર બટુકને ગુરૂઆશ્રમમાં વિદ્યાભ્યાસ માટે મોકલવામાં આવે ત્યાં સુધીની તમામ ક્રીયામાં ગાઇ શકાય તેટલાં ગીતો દાખલ કરવામાં આવ્યાં છે. તેની ખાસ નવીનતા એ છે કે

જનોઇમાંની જે સમયે જે ક્રિયા ચાલતી હોય તે સમયે તે ક્રિયાનો થોડો ઘણો સ્ત્રીઓને બોધ થાય તેવો તેમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

જેમકે–હવન થતો હોય ત્યારે હવનનો મહિમા સમજાવનારૂં, બટુકના કંઠમાં જનોઇ ધારણ કરાવવામાં આવે ત્યારે જનોઇમાં ત્રણ તાર રાખવાનું, તેમ જ મળ–મૂત્ર ત્યાગ કરતાં તેને કાન ઉપર ચડાવવાનું કારણ શું ? વગેરે જનોઇનો મર્મ સંક્ષિપ્તમાં સમજાવનારૂં–આચાર્ય જ્યારે ગાયત્રીનો ઉપદેશ કરે ત્યારે ગાયત્રીનો કાંઇક બોધ થાય તેવું વગેરે ગીતો રચવામાં આવ્યાં છે. તથા બટુકને " **बाढम बाढम** " બોલાવી સંસ્કૃત સૌત્રમંત્રોમાંથી બ્રહ્મચર્યનો ઉપદેશ થાય તે વેળા ગાવા માટે તે સૌત્રમંત્રોનો એક ગીતમાં સરળ અનુવાદ કરવામાં આવ્યો છે.

આ સિવાય પંડિતા સરસ્વતીના અધ્યક્ષપણા નીચે શ્રી શંકરાચાર્ય અને મંડનમિશ્રના શાસ્ત્રાર્થનું–ભારતના કેટલાક બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યના પ્રભાવથી જ મહાન્ પરાક્રમી થઇ શકયા છે તેવું સમજાવનારૂં–તેમજ મામાબ્રહ્મચારીનો સંવાદ તથા માતા ને બ્રહ્મચારીનો સંવાદ વગેરે બાળ લગ્નથી થતાં નુકસાનો અને બ્રહ્મચર્યના અપૂર્વ ગુણો દર્શાવનારાં ગીતો ઘણાં સરળ વિચાર–વાણીમાં રચવામાં આવ્યાં છે.

ગાવાની અડચણ ન પડે માટે આ ગીતાવલિનાં ગીતોના રાહ સ્ત્રીઓમાં ગવાતા જુના જ રાગો ઉપરથી લીધા છે. તેમાંનાં ઘણાં ખરાં ગીતોના રાહ અતિમનોહર હોવાથી કાઠિયાવાડમાં ગવાતાં ગીતોની ઢબ ઉપરથી લીધા છે. જો કે તેવા રાગો સુરત, ખેડા વગેરે પ્રદેશોમાં થોડા સાંભળવામાં આવે છે; તોપણ તે એટલો બધો પ્રચાર પામેલા છે કે તેનાથી થોડી જ સ્ત્રીઓ અજાણ હશે. બાકીના રાગો તો લગભગ સર્વ ઠેકાણે ગવાય છે.

કયું ગીત કયા સમયે ગાવાનું છે તે જાણવા માટે દરેક ગીતના ઉપર સુચન લખવામાં આવ્યું છે. જે ગીત જુનું સુધારેલું છે તેના મથાળે રાગ લખવામાં આવ્યો નથી. આશા છે કે મારો આ અલ્પ–નવીન પ્રયત્ન વિદ્વાન્ સ્ત્રી સુધારકોને રૂચીકર અને મારી બેનોને લાભદાયક થઇ પડશે.

કન્યાઓને જનોઇ આપવાનો રિવાજ હાલમાં બિલકુલ જોવામાં આવતો નથી; જેથી તેમને અનુકળ ગીતો આ ચોપડીમાં નથી.

ઇશ્વર ઇચ્છા હશે તો સીમન્ત, લગ્ન તથા એવા બીજા પ્રસંગોમાં ગાઇ શકાય તેવાં નવાં ગીતો ગુર્જર સન્નારીઓની સેવામાં હવે પછી મૂકીશ.

અંતમાં મારા પરમમિત્ર શ્રીયુત ગણપતિ શર્માએ આ ગીતોને પુસ્તકાકારમાં લાવવાને ધનાદિની વ્યવસ્થા કરી તે માટે તેમને ધન્યવાદ આપી વિરમું છું. ઓંશમ્

**મુંબાઈ—વિક્રમાર્ક—૧૯૬૮.** **હરિશંકર વિદ્યાર્થી.**

**તા. ક.** સમયના અભાવથી કેટલાંક ગીતોને ક્રમમાં છપાવવાની અવ્યવસ્થા થઇ ગઇ છે, તે બીજી આવૃત્તિમાં સુધારવામાં આવશે.

**હ.**

નવ માસ ઉદરમાં રાખી આ શરીરને જન્મદાત્રી

મહદુપકારિણી માતુશ્રી જડીના પવિત્ર

ચરણકમળમાં આ ક્ષુદ્ર ભેટ

અર્પણ કરી કૃતાર્થ

થાઉં છું.

લી. હું છું,

માડી, તારો દિકરો

હરિશંકર.

# ગુરૂકુળ મહિમા.

( પાવા તે ગઢથી ઉતર્યા મા'કાળી રે-એ રાગ.)

અહા આનંદ-મંગળ આજ છે નરનારીરે,
રૂડો ગુરૂકુળનો મહિમાય વદું વિચારીરે.
ભણે ભાવેથી નાનાં બાળકો નરનારીરે,
અહિં વેદોનું જ્ઞાન અપાય વદું વિચારીરે.
તે નીતિ નવી નવી શીખશે નરનારીરે,
વળી બ્રહ્મચર્ય સચવાય વદું વિચારીરે.
શુભ તપ-વ્રત-કસરત સેવતા નરનારીરે,
બળવાન બનાવે કાય વદું વિચારીરે.
કે આજના બી. એ. વિદ્યાર્થી નરનારીરે,
પળપળમાં માંદા થાય વદું વિચારીરે.
આ ગુરૂકુળનો વિદ્યાર્થી નરનારીરે,
આરોગ્ય રહેજ સદાય વદું વિચારીરે.
કે આજના બી. એ. વિદ્યાર્થી નરનારીરે,
ભરજોબન ચાલ્યા જાય વદું વિચારીરે.
આ ગુરૂકુળનો વિદ્યાર્થી નરનારીરે,
સો વર્ષ સુધી વૃદ્ધ થાય વદું વિચારીરે.
કે આજના બી. એ. વિદ્યાર્થી નરનારીરે,
ચાહા-બિસ્કીટ ખંતે ખાય વપુ વિચારીરે.
આ ગુરૂકુળનો વિદ્યાર્થી નરનારીરે,
તેને ચાહા વિણુ ચાલ્યું જાય વદું વિચારીરે.
તે સરલ અને સાદા બની નરનારીરે,

ભારતકુળ-ભૂષણ થાય વદું વિચારીરે.
તે ભૂતળ-ખગોળ શીખે અહિં નરનારીરે,
વળી વૈદ્યક જ્ઞાન અપાય વદું વિચારીરે.
અહિં શિલ્પકળા શીખે ઘણા નરનારીરે,
કો મહાકારીગર થાય વદું વિચારીરે.
હત્રે પુષ્પક સમા વિમાન તે નરનારીરે,
જશે ઉડતાં આકાશમાંય વદું વિચારીરે.
આ ગુરૂકુળનો વિદ્યાર્થી નરનારીરે,
કો રામ-કૃષ્ણ થઇ જાય વદું વિચારીરે.
જોઇ ગુરૂકુળનો વિદ્યાર્થી નરનારીરે,
ભડ ભીમ-અર્જુન ભુલાય વદું વિચારીરે.
આ ગુરૂકુળનો વિદ્યાર્થી નરનારીરે,
કો **સ્વામી દયાનંદ** થાય વદું વિચારીરે.
રે ! હવે અમારો દેશ તે નરનારીરે,
સૃષ્ટિમાં શ્રેષ્ઠ મનાય, વદું વિચારીરે.
આ ઋષિ મુનિની રીતે છે નરનારીરે,
જોઇ આનંદ આનંદ થાય વદું વિચારીરે.
આ હરિશંકર આશિષ દે નરનારીરે,
તે અમર રહો જગમાંય વદું વિચારીરે.



ॐ

શ્રી પરમાત્મને પરમગુરવે નમઃ

# વૈદિક સંસ્કારગીતાવલિ.

## પ્રથમ ભાગ.

### *(ઉપનયન અને વેદારંભ સંસ્કાર.)

સૂચન—ગીત પહેલું સર્વે શુભ કાર્યોના આરંભમાં ગવાશે.

### ગીત ૧ લું.

('પ્રથમ ગણેશ સંભારિયે સખિ સામો દ્યો શ્રી રામ')

પ્રથમ પ્રભુ સંભારિયે સખિ મંગળમય ગણરાય,
[1]જનક-જગપતિ રીઝથી અમ સફળ કારજ થાય.
પતિતપાવન વેદની રૂડી રીત જ રાખી જાય
મણિમય મોંઘા માંડવે સખિ સકળ સિદ્ધ મળાય.
શુકન સારાં તે ગણો ઘર સંપત્તિ સારી જોઈ,
સ્વજન તન-મન-ધન થકી આનંદ મંગળ હોય.

---

* ઉપ=સમીપ. નયન=લઈ જવું. ગુરૂની સમીપ લઈ જવું તે ઉપનયન સંસ્કાર કહેવાય છે. વેદારંભ-વેદ વિદ્યાનું અધ્યયન કરવાનો આરંભ કરવો. તે વેદારંભ સંસ્કાર કહેવાય છે.

૧ પિતા.

પ્રીતિ પરસ્પર [1]દાખવે એમ ઈશ [2]અનુગ્રહ થાય,
મંગળ પગરણ આદરો એવા મંગળ અવસર માંય.
ન્હેમ ન જુદા ધારીએ ચહો કુટુંબનું કલ્યાણ,
આનંદ અવસર ઉજવો ધરી ધરણીધરનું ધ્યાન.

---

**સૂચન**—બટુકને જે દિવસ જનોઇ આપવું હોય એકાદ દિવસ અગાઉ જ્યારે યજ્ઞ વગેરે સંસ્કારની ક્રિયા કરવા માટે મંડપ રચના થાય તે વેળા ગીત ૨ જું તથા ૩ જું ગવાશે.

**ગીત ૨ જું—મંડપ રચના.**

માંડવડો મારો મોટેરો રચાવોરે—મોટેરો રચાવોરે.
માટા મોટા મંડળિક પધારશે.

મંડળિકમાં કાંઈ મણિવહુના કંથરે—મણિવહુના કંથરે.
માંડવડે લાલભાઇ પધારશે

લાલભાઈ પધારે તો રૂડેરાં દિસેરે—રૂડેરાં દિસરે.
માંડવો દિસ રળિયામણો,

માંડવડો મારો મોટેરો રચાવોરે—મોટેરો રચાવોરે.
મોટા મોટા પંડિતો પધારશે,

પંડિતમાં કાંઇ સુભદ્રાના કંથરે—સુભદ્રાના કંથરે
માંડવડે દેવદત્ત પધારશે.

દેવદત્ત પધારે તો રૂડેરાં દિસેરે—રૂડેરાં દિસેરે.
માંડવો દિસે રળિયામણો

માંડવડો મારો મોટેરો રચાવોરે—મોટેરો રચાવોરે.
માટા મોટા લખપતિ પધારશે.

લખપતિમાં કાંઈ લક્ષ્મીબાનો કંથરે—લક્ષ્મીબાનો કંથરે.

---

૧ દેખાડે. ૨ કૃપા.

માંડવડે ધનચંદ પધારશે
ધનચંદ પધારે તો રૂડેરાં દિસેરે—રૂડેરાં દિસેરે.
માંડવો દિસે રળિયામણો.

---

**સૂચન**—ઉપરનાં ગીતમાં આવેલાં નામોની જગાએ પોતાના જાણીતા મનુષ્યોનાં નામો બોલવાં જેમકે-પંડિતના નામની જગાએ સંસ્કારમાં ભાગ લેનાર પંડિતનું નામ લેવું વગેરે. તેવીજ રીતે અન્ય સ્થળે પણ સમજવું.

## ગીત ૩ જું-મંડપ રચના.

માંડવડેરે કાંઇ ઢાળોને બાજોઠી કે ફરતી મૂકોને કંકાવટી
તેડાવોરે કાંઇ કાશીના પંડિતો કે આજ મારે લખવી છે કંકોતરી
બાંધોરે બાઇ રવિશંકરના છેડે કે જાય એની સુમિત્રાના સાસરે
બેનીરે હું આપું એક વધાઈ તમારા મહિયર પગરણ આદર્યાં
વીરારે તમે કયા દેશથી આવ્યા કે કયા ગામે તમારાં બેસણાં
બેનીરે અમે ગુજરાત દેશથી આવ્યા કે અમદાવાદે અમારાં બેસણાં
વીરારે તમે કયા ભાઇના બેટા કે કઇ બા માતાના ઉદર વસ્યા
બેનીરે અમે સુખશંકરના બેટા કે સીતા માતાના ઉદર વસ્યા
વીરારે મને બાળુડે ગભરાવી કે આંગણે આવ્યો વીર ન ઓળખ્યો
બેનીરે તમે ગરથડીયાની ઘેલા કે આંગણે આવ્યો વીર ન ઓળખ્યો
વીરારે તમે રહો તો રાંધું લાવસી (૨)*
વીરારે તમે ચાલો તો કઢીઅલ દૂધ કે આંગણે આવ્યો વીર ન ઓળખ્યો.
બેનીરે તમે ગરથડીયાનાં ઘેલાં કે વીરની સાથે મહિયર ચાલીએ.
આગેરે ભાઈ રવિશંકરના ઘોડા કે પડઘી વાગે ને ધરતી ધમધમે

---

* (૨) આવી નિશાનીવાળી લીટી બે વાર ગાવી.

વચમાંરે સુમિત્રાબાના માણ્ડા કે ઇંડાં ઝળકેરે સોનાતણાં
પાછે રે મારે ભાનુદત્ત જામાતા કે ગજની સ્વારીને શોભાવતા.

---

**સૂચન**—ગીત ૪ થું બટુકને મંડપમાં પધરાવવાની તૈયારી વેળા ગાવાનું છે.

## ગીત ૪ થું—બટુકની પધરામણી.

('કયા ગામનો ઉમૈયો આવ્યોરે રઇજાદા મોહનવાનનં વાગીઆં' એ રાગ.)

માતા શારદામતીના ધન્યરે બ્રહ્મચારી પધારોજી માંડવે
ફુલડાં ખીલ્યાં વસંતે ધન્યરે બ્રહ્મચારી પધારોજી માંડવે
રૂડી આપણી વાડીમાં બોલેરે કોયલડી પધારોજી માંડવે
તમે દૂધડલે વ્રત લીધાંરે બ્રહ્મચારી પધારોજી માંડવે.
આવો આવો સૂરજડો ઉગ્યોરે બ્રહ્મચારી પધારોજી માંડવે.
આંગણે ગુરૂજી વાટડલી જુએરે બ્રહ્મચારી પધારોજી માંડવે.
તમને શાસ્ત્રોની શિક્ષા કહે રે બ્રહ્મચારી પધારોજી માંડવે.

---

**સુચન**—બટુકને મંડપમાં પધરાવી આચાર્ય તેને જનોઇ પહેરાવે ત્યારે ૫—૬ ગીત ગાવાનાં છે.

## ગીત ૫ મું-જનોઇ મહિમા.

('બડવા કાને કડી હાથે વીંટી હીરે જડીરે'—એ રાગ.)

બડવા શિક્ષા ખરી હૈયે રાખો હેત ધરીરે.
બડવા વિદ્યા ભણવા યાદી રહેવા જનોઇ ધરીરે,
રૂડાં જનોઇમાં આ તંતુ દેખો દષ્ટિ કરીરે.
તંતુ ત્રણે નિરખી વેદ ત્રયાને[1] લેજો ભણીરે

---

૧. ઋક્‌-યજુર. સામ અને અથર્વ વેદને 'વેદત્રયી' કહે છે.

બડવા વેદો ભણવા કાજે આ નિશાની કરીરે
તેની યાદિ રહેવા જનોઈ રાખો કંઠે ધરીરે
બડવા ભુલોના તે કાજે વાળો ગાંઠ ફરીરે
તેનું રાખો રૂડું બ્રહ્મગ્રંથી[1] નામ ધરીરે.
બડવા ગ્રંથીને નિહાળી ભણજો ભાવ કરીરે
મારા નાનકડા બ્રહ્મચારી જાશો ના વિસરીરે
બડવા વેદો ભણવા જનોઇ પહેરી ટેક ધરીરે
માટે ડગલુ એકેય ભરશો નહિ તે ત્યાગ કરીરે
બડવા અશુદ્ધ જો થાયે તો મોટી ખોડ ખરીરે.
માટે મળ-મૂત્રાદિ તજતાં લેજો કર્ણું ધરીરે
આપી શિખામણને પળજો સદા પ્રીતિ કરીરે
બડવા વહેલા વળજો ચારે વેદો કંઠે કરીરે.

---

## ગીત ૬ ઠું-જનોઇ.

ચૈત્ર વૈશાખના વાયા વાવલીયારે (૨)
વાયા વાવલીયાને ડુંગર ડોલ્યારે (૨)
ડુંગર ડોલ્યાને બાવળ પડીયારે (૨)
તેનાં રૂડાં રૂડાં હળુડાં ઘડાવ્યાંરે (૨)
હળુડાં ઘડાવીને ખેતર ખેડયાંરે (૨)
ખેતર ખેડીને વાવી કપાસીરે (૨)
વાવી કપાસીને ઉગી જીંડુડીરે (૨)
એરે જીંડુડીને ફોલનારે ફોલીરે (૨)
એરે જીંડુડીને ઝીણી ઝીણી પીંજીરે. (૨)

---

૧. બ્રહ્મગાંઠ.

કાંત કુંવારિકા ઝીણેરાં સુત્રરે (૨)
જનોઇ પહેરે સીતા બાઇનો પુત્રરે (૨)
કાંત કુંવારિકા ઝીણેરાં હીરરે. (૨)
જનોઇ પહેરે સુમિત્રા બેનનો વીરરે. (૨)
છન્નુ ત્રાગડીયાને ત્રણ ત્રેવડીયારે (૨)
ભેગા કરીને ભલી બ્રહ્મગાંઠ વાળીરે. (૨)
એરે જનોઇ ધર્યું ટેક ધારીરે. (૨)
ધન્ય ધન્ય ધન્ય નાનકડા બ્રહ્મચારીરે (૨)

---

**સૂચન**—પશ્ચાત્ ઋત્વિજો (બ્રાહ્મણો) સ્વસ્તિવાચન તથા શાન્તિ પાઠનો આરંભ કરે ત્યારથી ગીત ૭-૮ ગાવા માટે છે.

## ગીત ૭ મું-યજ્ઞ.

રાગ ધનાશ્રી.

હોમ-હવન રૂડા થાય મારે માંડવ હોમ-હવન રૂડા થાય. ટેક.
આપે આહુતિ[૧] હોતા હરખથી ઉત્તમ અગ્નિ માંય. મારે માંડવ
સદ્‌ગુણ સાગર સાધુ પંડિતો વેદ ભણંતા જાય—મારે માંડવ
કેશર, કસ્તુરી, સુગંધી ચંદન, ગાયોના ઘી હોમાય—મારે માંડવ
સકલ અશુદ્ધિ નષ્ટ કરીને વાયુ નિર્મળ વાય—મારે માંડવ
મંગળવાજાં વાગે તોરણીએ ધુન વેદોની થાય—મારે માંડવ
મલપતા આ મંડપમાંહિ સ્વાહા સ્વાહા સંભળાય—મારે માંડવ
સંકટહારી સામગાનથી ઇશ ઉપાસના થાય—મારે માંડવ
સરખી સાહેલી સાથે મળીને ગીત મધુરાં ગાય—મારે માંડવ
આજ ઉત્તમ ઘડી આવી અમારે આનંદ ઉર ન માય—મારે માંડવ
ઓમ્ પ્રભુજી આપ કૃપાથી [૨]શાન્તિઃ શાન્તિ સદાય—મારે માંડવ.

---

૧. આહુતિ આપનાર બ્રાહ્મણ. ૨. ગાતીવેળા 'શાન્તિહિ' ઉચ્ચાર કરવો.

## ગીત ૮ મું-હવન.

('શ્રીરામે સકરપાણાનો સોગઠો શોભા '[1]—એ રાગ)

જયહોજી આવળ બાવળનો ખીલડો શોભા
જયહોજીરે ત્યાં બંધાય ગવરી ગાયરે શોભા
જયહોજી [2]રામચંદ્રે ખીલડા ખોડીઆ શોભા
જયહોજી જાનકીજીએ બાંધી છે ગાયરે શોભા
જયહોજી રામચંદ્રે વાછરૂ છોડીઆં શોભા
જયહોજી જાનકીજીએ દોહી છે ગાયરે શોભા
જયહોજી રામચંદ્રે ગોરસ મેળીઆં શોભા
જયહોજી જાનકીએ વલોવ્યાં છે મહીરે શોભા
જયહોજી રામચંદ્રે માખણ ઉતારીઆં શોભા
જયહોજી જાનકીજીએ તાવ્યાં છે ઘીયરે શોભા
જયહોજી રામચંદ્રે યજ્ઞ આરંભિયો શોભા
જયહોજી જાનકીજીએ હોમ્યાં છે ઘીયરે શોભા
જયહોજી રામચંદ્રે જવ-તલ હોમીઆ શોભા
જયહોજી સીતાથી સમિધા શુદ્ધ થાય રે શોભા
જયહોજી રામચંદ્રે મંત્ર ઉચારિયા શોભા
જયહોજી જાનકી મુખ મંગળ ગાયરે શોભા
જયહોજી કેશર-ચંદન-કસ્તુરી શોભા
જયહોજી દૂધપાકને ખીર હોમાયરે શોભા
જયહોજી હવનધુમાડો ગગન ચડયો શોભા
જયહોજી રૂડો વાયુ નિર્મળ વાયરે શોભા

---

૨. 'રામચંદ્રે' તથા 'જાનકી' એ નામોની જગાએ બ્રહ્મચારીના કોઇ સગાઓનાં નામો બોલવાં.

જયહોજી આકાશ દેવ સંતોખિયા — શોભા
જયહોજી મુખમાગી વૃષ્ટિ થાયરે — શોભા
જયહોજી હવનથકી મોટાં પૂણ્ય છે — શોભા
જયહોજી કુડારોગ જગતમાંથી જાયરે — શોભા
જયહોજી હવનસુગંધી જે લીયે — શોભા
જયહોજી તેનું આયુષ્ય મોટું થાયરે — શોભા
જયહોજી નગર ધુમાડો પરવર્યો — શોભા
જયહોજી ત્યાંતો નગરના દેવ રીઝાયરે — શોભા
જયહોજી નગરના દેવતા એમ ભણે, — શોભા
જયહોજી આ કુળ કેણે દીપાવ્યાંરે — શોભા
જયહોજી દશરથનો ગુણિયલ દિકરો — શોભા
જયહોજી આ કુળ રામચંદ્રજીએ દીપાવ્યાંરે — શોભા
જયહોજી નગરના દેવતા એમ ભણે — શોભા
જયહોજી તેનો જગતમાં જશ બહુ ગવાયરે — શોભા

---

**સુચના**—ઉપરનાં બે ગીતો ગવાઈ રહ્યા પછી યજ્ઞની ચાલતી ક્રિયામાં જ્યારે—'**ओं अग्ने व्रतपते**' વગેરે મંત્રોથી બટુક આજ્યાહુતિઓ એટલે ઘીની આહુતિઓ આપે ત્યારે નીચેનું ગીત ( ૯ મું ) ગાવાનું છે.

## ગીત ૯ મું–આજ્યાહુતિઓ.

**( ' એક લીલી તે લીલી લીલડી '–એ રાગ )**

**બટવો આપે છે આજ્યાહુતિઓ,**
**બટવો માગે રૂડાં વરદાન હે પરમેશ્વરા !**
**" પ્રભુ વ્રત ધરૂં છું બ્રહ્મચર્ય હું,**

"પુરૂં કરવા કરો બલવાન હે પરમેશ્વરા !
"મેં તો વ્રત ધર્યું છે બ્રહ્મ જાણવા,
"તેને કરો સફળ ભગવાન હે પરમેશ્વરા !
"અહો જ્ઞાનસ્વરૂપ વિદ્યાપતિ,
"માગું મહામતિ ને રૂડું જ્ઞાન" હે પરમેશ્વરા !
તારી કરીએ ઉપાસના વ્રતપતે,
પ્રભુ વિનતી ધરજો કાન હે પરમેશ્વરા !
મારા નાના બટુને પ્રભુ રીઝજો,
તેનું કરજો સદા કલ્યાણ, હે પરમેશ્વરા !

---

**સૂચન**—ઉપરનું ગીત ( ૯ મું ) ગવાઇ રહ્યા પછી જે ક્રિયા ચાલતી હોય તેમાં નીચેનું ( ૧૦ મું ) ગાવાનું છે.

## ગીત ૧૦ મું-બ્રહ્મચર્ય મહિમા.

( 'સરસત સામીને વરણવુંરે ગણપત લાગુ પાય' એ રાગ )
સરસ્વતી સ્વામીને વિનવુંરે પ્રભુજીને લાગુ પાય,
વિચારી વિચારી વરણવુંરે બ્રહ્મચર્યનો મહિમાય.
સીધા સાદા સદ્‌ગુણવંતા ભારતના બ્રહ્મચારી,
મહાબળીઆ મેધાવી[1] જેણે જનની કુખ દિપાવી;
કોઈ થયા જોદ્ધા જશવંતા કોઇ ધુરંધર જ્ઞાની,
કોઈ થયા કારીગર કુશળ કથા ન આજે છાની. ૧
અયોદ્ધા નગરીના રાજવીરે દશરથ કેરો પુત,
માતા સુમિત્રાનો બેટડોરે લક્ષ્મણજી અદ્‌ભૂત.

---

૧. બુદ્ધિવાન્

વડીલ બાંધવ રઘુવિર સાથે વનમાં વલ્કલધારી,
અખંડ ટેકજ ધારી રહ્યા તે બાર વરસ બ્રહ્મચારી:
એ બ્રહ્મચર્યે રંગજ રાખ્યો લંકાગઢ ઢંઢોળ્યો,
મેઘનાદ[1] જેવા જોદ્ધાને રણભૂમિનાં રોળ્યો. ૨
પતિતપાવન પાંડવનારે **ભિષ્મપિતાજી** નામ,
બાળા બ્રહ્મચારીને ઓળખોરે નર ને નારી તમામ.
એ બ્રહ્મચર્યે ભારતમાંહિ જબરૂ જુદ્ધ મચાવ્યું,
ભરસેનામાં કૃષ્ણચંદ્રનું પળમાં પણ મૂકાવ્યું;
શળીની શૈય્યા[2]માં સુતા વજર કાયા ધારી,
મૃત્યુને પણ તાણી બાંધે ધન્ય ધન્ય ધન્ય બ્રહ્મચારી. ૩
મર્યાદાપુરૂષોત્તમ શ્રીરામનારે દાસ જુઓ **હનુમંત**,
બ્રહ્મચર્ય પાળ્યું છે પ્રીતથીરે બજરંગ મા'બળવંત.
એ બ્રહ્મચર્યે સાયર માપ્યો લંકા નગરી બાળી,
**કુંભકરણ** જેવા જોદ્ધાને ધરણી ઉપર ઢાળી;
એક છતાં દાનવનગરીમાં વીરહાક વગડાવી,
રાવણ જેવાને ધ્રુજાવ્યો ધન્ય ધન્ય ધન્ય બ્રહ્મચારી. ૪
**શંકર** સ્વામીજી બ્રહ્મચારીરે જગમાં થયા છે જાણ,
મહામતિ જેણે મેળવીરે એમ અનુપમ જ્ઞાન.
એ બ્રહ્મચર્યે શાસ્ત્રવાદમાં અદ્ભૂત શક્તિ ધારી,
ભલા ભલા પંડિત જનોનો નાંખ્યો મદ ઉતારી;
જડ વાદી–નાસ્તિક જનોને ચેતનબ્રહ્મ ભજાવી,
દિગ્વિજય કીધો દુનિયામાં પ્રબળ પ્રભાવ જણાવી. ૫
શુકદેવજીના યોગમાંરે માયા ન પામી માન,

---

૧. રાવણનો બેટો. ૨. બાણશૈય્યા–પથારી.

રંભા સરીખીનાં રૂપનુંરે ઉતારિયું અભિમાન.
આજ અમારી ગુર્જર ભોમે દયાનંદ બ્રહ્મચારી,
[1]વેદ વિમુખ થયા ભારતની ગાઢી ઉંઘ ઉડાવી;
ગુરૂકુળ જપ–તપ–હોમ–દાનની ઋષિ રીત ચલાવી,
હરિશંકર ધન્ય જનની જાણું સુત બને બ્રહ્મચારી. ૬

---

**સૂચના**—ઉપરનું ગીત ગવાઇ રહ્યા પછી વેદારંભ નામે બાળકનો સંસ્કાર આરંભ થશે. જો આ સંસ્કાર ઉપરનો (ઉપનયન) સંસ્કાર થયા પછી તરતજ થાય તો નીચેનું ગીત (૧૧ મું) શરૂમાં ગાવું; પરંતુ વેદારંભ સંસ્કાર તરતજ ન થતાં તેજ દિવસે સાંજે અથવા બીજે દિવસે થાય તો ક્રિયાના આરંભમાં ઋત્વિજો જ્યારે સ્વસ્તિવાચન કરી યજ્ઞ આરંભ કરે ત્યારે હવન ગીતો (૭ મું તથા ૮ મું) ગાઇને ગીત ૧૧ મું ગાવું.

## ગીત ૧૧ મું–વેદારંભ.

('મોરલીએથી છોગલાં વાપર્યાંરે આવ્યા અમારે દેશ'—એ રાગ.)

આઠ વરસનો અનસૂયાનો બેટડોરે—
ગુરૂકુળમાં ભણવાને જાય. ૧
વારીવારી જઇરે બટવા નામનેરે—
બલિહારી હો બટવા તારો વેશ. ૨
ધન્ય ધન્ય ભણવા ભાવ ધરીને સંચરોરે—
ધન્ય ધન્ય રૂડી માતપિતાની કુખ. ૩
ભણજો ભણજો ચંચળતા ચિત્તે ધરીરે—
પાળી પૂરણ બ્રહ્મચર્યનો ટેક. ૪

---

૧ વેદરહિત.

ભણજો ભણજો રૂડી વાણી વેદનીરે—
ભણજો બડવા [1]છ **શાસ્ત્રોની** શીખ. ૫
ભણજો [2]**બ્રાહ્મણ** ગ્રંથ તણા સૌ બોધનેરે—
ભણજો બડવા [3]ઉપનિષદ્‌નો સાર.
ધીરે ધીરે વૈદકમાં પણ વાધજોરે—
જાણે બીજો ધન્વંતરી અવતાર. ૭
ભણજો બડવા સર-સાગર-નદીઓ બધીરે—
ભણજો ભાવે ભૂતળના સૌ ભેદ. ૮
ગહન ગગનના ગોળાની ગત જાણજોરે—
ચાંદો-સૂરજ-તારાગણની સાથ. ૯
ભણજો ભણજો નવલ કળા-કારીગરીરે—
ભણજો પુષ્પક વિમાનની વિધાય. ૧૦
ધીરે ધીરે જગકર્ત્તાને જાણજોરે-
પ્રીતિ કરજો પરમેશ્વરની સાથ. ૧૧
એમ મહાપંડિત થઇને પધારજોરે-
માતપિતાની સેવા કરવા કાજ. ૧૨

---

**સૂચન**—ઉપરનું ગીત ગવાઇ રહ્યા પછી આચાર્ય જ્યારે બટુકને ગાયત્રીનો ઉપદેશ કરે ત્યારે નીચેનું ગીત (૧૨ મું) ગાવું.

---

૧ છ શાસ્ત્રો—ન્યાય. વૈશેષિક-સાંખ્ય. યોગ. મીમાંસા અને વેદાંત.

૨ ચાર બ્રાહ્મણ ગ્રંથ મુખ્ય છે. સામ. ગોપથ. ઐતરેય અને શતપથ.

૩ મુખ્ય ઉપનિષદ્‌ ૧૦ છે. ઇશ. કેન. કઠ. પ્રશ્ન. મુંડક-માંડૂક્ય-ઐતરેય. તૈત્તિરીય. બૃહદારણ્યક અને છાંદોગ્ય.

## ગીત ૧૨ મું-ગાયત્રી મહિમા.

('બ્રહ્મચારી તારીરે પામરી' એ રાગ)

બ્રહ્મચારી શીખેરે ગાયતરી (૨)
ચારે વેદોનો સાર-ચારે વેદોનો સાર. બ્રહ્મચારી શીખે૰
ચરણો ઢાળીને ભોમમાં બેઠા ઉગમણે મુખ. બ્રહ્મચારી૰
હરખે ગુરૂજીના હાથમાં આપી પોતાનો હાથ. બ્રહ્મચારી૰
પડદો પિતાંબરનો ધરી લેવા માંડયો ઉપદેશ. બ્રહ્મચારી૰
પે'લે પદ પાવન **ઓમ** છે ઉત્તમ ઇશ્વરનું નામ બ્રહ્મચારી૰
આગળ ચાલી મુખ ઉચર્યા [1]**भूः** પ્રાણોનો પ્રાણ. બ્રહ્મચારી૰
ભાવે સંભાર્યા છે **भुव** સર્વ દુઃખો હરનાર. બ્રહ્મચારી૰
સુખરૂપ છે નિત્યે જે [2]**स्वः** જંગલ મંગળ કરનાર. બ્રહ્મચારી૰
ચાંદો-સૂરજ જેથી થયા શીખ્યા **सविता** નું નામ. બ્રહ્મચારી૰
બીજે પદ મુખથી બોલીઆ '**भर्गोदेवा** ભગવાન્'. બ્રહ્મચારી૰
ભર્ગોદેવા કલેશો હણે જાણ્યા તે શુદ્ધ સ્વરૂપ. બ્રહ્મચારી૰
ધારણ કરીએ તે **धीमहि** પ્રભુજી અધમ ઉદ્ધાર. બ્રહ્મચારી૰
ત્રીજે પદ બડવો બોલીઆ પ્રેમેથી **प्रचोदयात्** બ્રહ્મચારી૰
થાવા નિર્મળ-રૂડી મતિ દીધું ગુરૂજીએ જ્ઞાન. બ્રહ્મચારી૰
ત્રણે પદવાળી ત્રિપદા [3]ત્રણે તાપો હરનાર. બ્રહ્મચારી૰

---

ઉપરના ગીતમાં ગાયત્રીના અક્ષરે અક્ષરનો અર્થ કરવામાં આવ્યો નથી; પરંતુ તેનો કાંઇક ભાવ બતાવવાનો પ્રયત્ન કર્યો છે.

---

૧ '**भूहु**' આવો ઉચ્ચાર કરવો. ૨ '**स्वह**' આવો ઉચ્ચાર કરવો.
૩ આધિ-વ્યાધિ અને ઉપાધિ.

સૂચન—ગાયત્રી મહિમા ગવાઈ રહ્યા પછી આચાર્ય જ્યારે બાળકને હાથમાં દંડ તથા કેડે મેખલા વગેરે ધારણ કરાવે ત્યારે નીચેનું ગીત ( ૧૩ મું ) ગાવું.

## ગીત ૧૩ મું.

( શ્રી શંકરાચાર્ય અને મંડનમિશ્ર પંડિતનો શાસ્ત્રાર્થ )

( 'તાંબાકુંડી તે નગર સોહામણિ '—એ રાગ )

રૂડા રેવાજી તટપર ચાલતા,
કેડે [1]કૌપિનરે કર દંડધારી
બ્રહ્મચારીના ભેખને વારીએ.
બ્રહ્મતેજ ભભૂકે છે ભાલમાં,
વળી બાળુડોરે વેશ વિરાગી.—બ્રહ્મચારીના ભેખને વારીએ.
પનઘટ પર આવીને પૂછીયું,
"મંડન મિશ્રનારે ક્યાં છે મંદિર ".—બ્રહ્મચારીના૦
મંડળીમાંથી દાસી ઉચરી,
"આપું આપનેરે એક નિશાન.—બ્રહ્મચારીના૦
"જેને આંગણુ મેના ને પોપટા,
"મુખ બોલતારે વેદના મંત્ર.—બ્રહ્મચારીના૦
"જેના આંગણુ મનહર મોરલા,
"સામવેદનારે કરે હુહુકાર ".—બ્રહ્મચારીના૦
એમ પૂછીને આશ્રમમાં આવિયા,
શંકરસ્વામીજીરે દેવ-બ્રહ્મચારી.—બ્રહ્મચારીના૦
ભેખધારી ભાળીને ઉભા થયા,

૧ લંગોટી.

મંડનમિશ્રજીરે દેવાને માન—બ્રહ્મચારીના૦

**मं**–" પ્રભુ પ્રેમ ધરીને પધારિયા,

" મુખે માગીએરે ભિક્ષા જે ભાવ.—બ્રહ્મચારીના૦

**शां**–" ભિક્ષા અન્નનું અમને ન કામ છે,

" શાસ્ત્ર વાદનીરે ભિક્ષાનો ભાવ—બ્રહ્મચારીના૦

**मं**–" એવી ઇચ્છા તો એવુંજ આપીશું,

" શાસ્ત્રવાદમાંરે અધિપતિ કોણ ?—બ્રહ્મચારીના૦

**शां**–"સતી સરસ્વતી અધિપતિ આપણા,

" વેદવેત્તારે આપની નાર.—બ્રહ્મચારીના૦

" જો હું હારૂં તો ત્યાગીશ ભેખને,

" તમે હારો તો રે ધારો સન્યાસ "—બ્રહ્મચારીના૦

વચને બાંધી સભા કરી એકઠી,

અગમ નિગમનીરે વિચારે વાત.—બ્રહ્મચારીના૦

પાંચ દિન અખંડ ધારા વહી,

છઠ્ઠે શંકરનોરે ગડગડીઓ ડંક.—બ્રહ્મચારીના૦

સતી સરસ્વતી ન્યાય કરે હવે,

"સ્વામીનાથજીરે ધારો સન્યાસ '—બ્રહ્મચારીના૦

આવા બ્રહ્મચારી બેટા જે માતાના,

હરિશંકરરે ધન્ય ધન્ય કુખ—બ્રહ્મચારીના૦

---

**સુચન**—પછી આચાર્ય બટુકને [1] '**बाढम्**' એવા ઉચ્ચારો કરાવી ઉપદેશ આપે ત્યારે ગીત ૧૪ મું ગાવું.

---

૧ **बाढम्**નો અર્થ કાંઇક **ઓંકાર**ને મળતો થાય છે.

## ગીત ૧૪ મું-શિક્ષા.

( 'બડવા કાને કડી હાથે વીંટી હીરે જડીરે'—એ રાગ )

બડવા શિખામણ શૂણીને ભણવા ચાલજોરે
હરખે ગુરૂજીની વાણીમાં આપી ધ્યાનરે
શાણા બ્રહ્મચારી **બાઢમ** બોલોરે. ૧
બડવા આજથી બ્રહ્મચારી તમને લેખજોરે,
કરજો ભોજન પહેલાં નિર્મળ જળ આચમનરે—શાણા બ્રહ્મ૦
બડવા કુડાં કર્મો છોડી ધર્મે [1]ધોડજોરે,
બડવા કદિ ન લેશો દિવસમાંહિ ઉંઘરે—શાણા બ્રહ્મ૦
નિત્યે ગુરૂજીની આજ્ઞામાં વિદ્યા સાધજોરે,
ભણજો બાર બાર વરસે એક એક પુરો વેદરે—શાણા બ્રહ્મ૦
વરસો ઉડતાળીસે ચારે વેદો શીખતાંરે,
રહેજો બ્રહ્મચારી થઇ સદાય મારા વીરરે—શાણા બ્રહ્મ૦
બડવા કામી ને ક્રોધીની રીતિ છાંડજોરે,
વીરા ! જુઠી વાણી કદિ ન વદશો જીભરે—શાણા બ્રહ્મ૦
કરજો ધરતીના ખોળામાં પોઢણુ પ્રેમથીરે,
તજજો પલંગની પ્રીતિ હીંડોળા ખાટરે—શાણા બ્રહ્મ૦
બડવા નાટક ને ગાયન તે કુડાં જાણજોરે,
કરજો ગંધ અને અંજનનો બડવા ત્યાગરે—શાણા બ્રહ્મ૦
બડવા ઝાઝું ન્હાવું ઝાઝું ખાવું છોડજોરે,
ઝાઝી ઉંઘ ન લેશો કદિય મારા વીરરે—શાણા બ્રહ્મ૦
બડવા ઉજાગરા નહિ કરશો લાંબી રાતનારે,

---

૧. દોડજો.

કરજો નિંદા-સ્તુતિ-શોભ-મોહને દૂરરે—શાણા બ્રહ્મ૦
બડવા પાછલીએ પરોઢે જાગી ઉઠજોરે,
કરજો દાતણીઆં નાવણીઆં પ્રભુનું ધ્યાનરે—શાણા બ્રહ્મ૦
બડવા બ્રહ્મચારી થઇ કેશ નહિ કઢાવજોરે,
હાથી-ઘોડાની બેઠક નહિ તમને યોગ્યરે—શાણા બ્રહ્મ૦
બડવા ગામમહિં ના રે'જો સૌના સાથમાં રે,
કરજો જોડા ને છત્તરને ડાહ્યા દૂરરે—શાણા બ્રહ્મ૦
ઝાઝું ખાટું-ખારૂં-તીખું-તુરૂં ત્યાગજોરે,
ઝાઝી મીઠી ને રેચક નવ લેશો ચીજરે—શાણા બ્રહ્મ૦
બડવા બ્રહ્મચારી છો સરલ થઇને ચાલજોરે,
કો દિ તેલ થકી નહિ મરદન કરશો અંગરે—શાણા બ્રહ્મ૦
બડવા શાણા થઇને સાદી રીતિ રાખજોરે,
થાજો થોડું બોલા રાજ સભાની જોગરે—શાણા બ્રહ્મ૦
બડવા તન-મન કબજે રાખી નીતિ પાળજોરે,
રૂડી વિદ્યાધારી તારજુ કરજો કુળરે.—શાણા બ્રહ્મ.

---

**સૂચન**—ગીત ૧૪ મું ગવાઈ રહ્યા પછી બ્રહ્મચારી જ્યારે માતાપિતા વગેરે પાસેથી ભિક્ષા માગે ત્યારે ગીત ૧૫ મું તથા ૧૬ મું ગાવાં.

## ગીત ૧૫ મું-ભિક્ષા.

('માંડવડેરે કાંઈ ઢાળોને બાજોઠી કે આજ મારે લખવી છે કંકોતરી'-
એ રાગ.)

માતાજીરે મારે જાવું ભણવા કાજે કે ભિક્ષા આપો પંથે ચાલીએ.
વેળારે વહી જાશે પળ નહિ રોકો કે ભિક્ષા આપો પંથે ચાલીએ,

બ્રહ્મચારીરે તમે ધીરા ધીરા થાઓ કે મુખથી માગી ભિક્ષા આપીએ.
[1]આપોરે ધન સંપત્તિ રાખી ધ્યાનમાં, (૨)
રાખોરે નહિ વસ્ત્રોની રજ ખામી કે ભિક્ષા આપો પંથે ચાલીએ.
માતાજીરે જે આપો થોડું માનીએ (૨)
માતાજીરે મારે થોડાથી નહિ થાશે કે ગુરૂકુળ બીજા ભાઇઓ બહુ ભણે.
વિદ્યામાં ધન દીધું બમણું પામશો, (૨)
માટેરે આ હોળી ને દિવાળી કે ટાણે–અવસર પણ સંભારજો.
બ્રહ્મચારીરે તમે ભણજો વિદ્યાભાવથી, (૨)
મળશે જે કાંઇ સોપારીનો કકડો કે ગુરૂકુળ પ્રીતેથી પહોંચાડીશું.

---

## ગીત ૧૬ મું–ભિક્ષા.

સાત સુંવાળી બડવા પાંચ લાડુડા (૨)
તમેરે નાનકડા બડવા–બ્રહ્મચારી થઇને ભણુવા,
ગુરૂકુળમાં જાજો.
ગુરૂકુળમાં જઇને બડવા જપ–તપ આદરજો,
વેદોની મંગળવાણી વદજો નાનકડા બડવા—ગુરૂકુળમાં જાજો.
તમને તમારી બડવા માતા બોલાવે,
માતા બોલાવી ભાવે ભિક્ષા બંધાવે બડવા—ગુરૂકુળમાં જાજો.
તમને તમારા બડવા દાદા બોલાવે,
દાદાજી દૂધ પીવા ગાયો અપાવે બડવા—ગુરૂકુળમાં જાજો.
તમને તમારા બડવા મામો બોલાવે,
ભિક્ષા આપી મોસાળું મામો ભરાવે બડવા—ગુરૂકુળમાં જાજો.

---

૧ આવી અડધી લીંટી બે વાર બોલવી.

તમને તમારા બડવા ગુરૂજી બોલાવે,
ગુરૂજી બોલાવી તમને શિક્ષા સમજાવે બડવા—ગુરૂકુળમાં જાજો.
ભિક્ષા બાંધીને ભાવે ભણવા સિધાવો,
ચારે વેદોને કંઠે કરજો નાનકડા બડવા—ગુરૂકુળમાં જાજો.

---

**સૂચન**—પછી ક્રીયા સમાપ્ત થતી વેળા સર્વ બેનોએ ગીત ૧૭ મું ગાઇને અતિ પવિત્ર મનથી બ્રહ્મચારીને આશિર્વાદ આપવો.

## ગીત ૧૭ મું-શુભાશિર્વાદ.

( ‘અમે ઈશ્વર માગીએ એટલું-જીવો વિકટોરિયા’-એ રાગ. )

અમે ઈશ્વર માગીએ એટલું,
રાખો જગતમાં હે મહાદેવ-ચિરંજીવી બ્રહ્મચારી.
એને એવી રૂડી મતિ આપજો,
જાણે [1]ગહન કથા તતખેવ-ચિરંજીવી બ્રહ્મચારી.
રૂડી રસનામાં નવ રસ પૂરજો,
મીઠા-બોધક-મનહરનાર-ચિરંજીવી બ્રહ્મચારી.
એની વાણીમાં વેદ વિરાજજો,
શુભ સરસ્વતીનો શણગાર-ચિરંજીવી બ્રહ્મચારી.
એવી અનેક સિદ્ધિ પ્રભુ આપજો,
સભાજીત થજો જશવાન—ચિરંજીવી બ્રહ્મચારી.
દયા-ધર્મ હ્રદયમાંહિ થાપજો,
રાજ-દેશની ભક્તિનું માન—ચિરંજીવી બ્રહ્મચારી.
હરિશંકર આશિષ દે પ્રભુ,
તેનું કરજો સદા કલ્યાણ—ચિરંજીવી બ્રહ્મચારી.

---

૧ તરત ન સમજાય તેવી ગૂઢ.

**સૂચન**—**ઉપનયન** તથા **વેદારંભ સંસ્કારોની ક્રીયા સમાપ્ત** થયા પછી જ્યારે માતા, પિતા તથા અન્ય ઇષ્ટજનોની સાથે બ્રહ્મચારી સરઘસના આકારમાં ગુરૂકુળમાં જવા માટે પ્રયાણ કરે, ત્યારે માર્ગમાં ચાલતાં ચાલતાં નીચેનાં ગીતો ( ૧૮-૧૯-૨૦ તથા સૌની છેલ્લે આગળ આવી ગએલું ગીત ૧૧ મું ) ગાવાં.

---

## ગીત ૧૮ મું-'ગુરૂકુળગમન'.

( ગાનારીઓ તથા બ્રહ્મચારીનો સંવાદ. )

ગાના૦ વળ વળ બડવા સાત સમુદ્દર આડારે, (૨)
સાત સમુદ્દર આડા ને નવ નદીઓ આડીરે. વળ વળ.
બ્રહ્મ૦ જુઠું શું બોલોરે જુઠું શું બોલોરે, (૨)
મારગડે સાત તલાવડાં ના'વેરે.
ગાના૦ રૂઠડા બ્રહ્મચારીને મામો મનાવેરે, (૨)
મામો મનાવીને પ્રીતે પરણાવેરે.
બ્રહ્મ૦ આવું શું બોલોરે આવું શું બોલોરે, (૨)
મામો મનાવી મને મુરખ બનાવેરે.

---

## ગીત ૧૯ મું-'ગુરૂકુળ ગમન'

( મામા ને બ્રહ્મચારીનો સંવાદ. )

સાત સુંવાળી બડવા પાંચ લાડુડા—એ રાગ.

મામો—કેશરભર કફની બડવાવાળી લંગોટડી ( ૨ )
તમેરે નાનકડા બડવા-કયાં જાશો ભણવા બડવા ?
ઉભલા રે'જો
બ્રહ્મ—આવું શું બોલો મામા આવું શું બોલો,
વડુવાના વચનો આજે શાને તરછોડો મામા—આવું શું બોલો.

મામો—ઉભલા રહો તો તમને પ્રેમે પરણાવું,
મનગમતો મીઠો મીઠો લ્હાવો લેવરાવું બડવા-ઉભલા રે'જો.
બ્રહ્મ—ભોળા મામાજી તમે ભોળું વિચારી,
અમને પરણાવી કીધો ભારત ભિખારી મામા-આવું શું બોલો.
કાચીવયે પરણાવીને રૂડું શું થાયે ?
કુમળી કાયા આ મારી બ્હેલી કરમાયે મામા-આવું શું બોલો.
મામો—ઉભલા રહો તો તમને હીરે મઢાવું,
ભોજનીઆં ભાવે ભાવે રૂડાં રંધાવું બડવા-ઉભલા રે'જો
બ્રહ્મ—હીરા ન સોહે મામા બ્રહ્મચારી નેકી,
અમને તો લગની લાગી વિધવિધ વિધાની મામા-આવું શું૦
ઋષિની રૂઢી મામા બાળુડા વેશે,
ભણવું ને ગણવું ભાવે રહીને બ્રહ્મચારી મામા—આવું શું૦
મામો—ઉભલા રહો તો તમને ગાવડલી આપું,
દૂધડલાં દોહી દોહી પ્રેમે પીવરાવું બડવા.-ઉભલા રે'જો.
બ્રહ્મ—આજે મામાજી તમે કીધી તૈયારી,
સઘળાં શાસ્ત્રોને માથે ફેરવવા પાણી મામા—આવું શું.
જ્યાં ત્યાં આડા આવીને ઝગડો ઉપાડો,
કુળની મર્યાદા માથે લઇને કુહાડો મામા—આવું શું.
મામો—ઉભલા રહોતો મોટી મેડી ચણાવું,
હીંડોળા બાંધી તમને હરખે ઝુલાવું બડવા—ઉભલા રે'જો.
બ્રહ્મ—તોબા ! મામાજી તમે બહુ બહુ બગાડી,
જીવતર કૈં કૈના કીધાં આપે ધુળધાણી મામા—આવું શું.
મોટી પ્રીતિનાં મોટાં બણગાં ફુંકાવી,
મૂકો મારગ ભારતની હાંસી કરાવી મામા—આવું શું.

## ગીત ૨૦ મું–‘ ગુરૂકુળ ગમન ’

( માતાને બ્રહ્મચારીનો સંવાદ. )

( સીમડીએ કેમ જાશો વરરાજા—એ રાગ. )

માતા—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
તમને તમારી માતા રોકશે.
બ્રહ્મ—અમારી માતાની અમે આજ્ઞા લઇને—
પછી ગુરૂની સાથે ચાલશું;
જુઠી માયાથી જુદા હાલશું,
પછી વિદ્યામાં વ્હેલા વાધશું.
માતા—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
તમને ત્યાં માતા પિતા નહિ મળે.
બ્રહ્મ—પિતા દયાળુ મારા ગુરૂજીને જાણું,
માતા ગુરૂપત્નીને માનશું–જુઠી માયાથી–પછી વિદ્યામાં—
માતા—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
સઘળી સામગ્રી ત્યાં તો નહિ મળે.
બ્રહ્મ—[1]ત્રણ ભુવનનું રાજ્ય મારી ઝોળીમાં જાણું.
તેમાંથી જો’તું જો’તું કાઢશું–જુઠી માયાથી–પછી વિદ્યામાં.
માતા—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
મીઠાં ભોજનીઆં ત્યાં તો નહિ મળે.

---

૧ સ્વર્ગ–મૃત્યુને પાતળ. એ ત્રણ ભુવન.
સ્વર્ગ=હિમાલય પાસેનો પ્રદેશ.
પાતાળ=અમેરિકા.
મૃત્યુ–બાકીનો પૃથ્વીનો ભાગ.

બ્રહ્મ—મીઠાં ભોજનીઆં માડી અમને નવ ભાવે,
 મીઠી ગુરૂની શિક્ષા માનશું—જુઠી માયાથી—પછી વિદ્યામાં.
માતા—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
 ખોળે બેસાડી કોણુ ખેલાવશે ?
બ્રહ્મ—માતા ને ખોળે બેશી ખેલ્યાં બહુ ખાંતે,
 હવે ઇશ્વરને ખોળે ખેલશું—જુઠી માયાથી—પછી વિદ્યામાં
માતા—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
 તડકો—ટાઢડીયું શાને વેઠશો ?
બ્રહ્મ—તડકો નહિ લાગે મારા તપનું બળ ભારે,
 તપરૂપી ઢાલે તડકો ખાળશું—જુઠી માયાથી—પછી વિદ્યામાં.
માતા—ગુરૂકુળમાં ભલે જાઓ બ્રહ્મચારી,
 માતાની કુખલડી દિપાવજો.
બ્રહ્મ—માતા ઓ વ્હાલી માતા ચરણે નમું હું,
 આજ્ઞા આપી તે શિરે ધારશું;
 જુઠી માયાથી જુદા હાલશું,
 વિદ્યા ભણીને વ્હેલા આવશું.

